ગુજરાત આનામાળા સીરીઝ ૬ ઠ્ઠી

तुलसी हाय गरीबकी कबू न बूजी जाय;
मुआ ढोरके चामसे लोहा भस्म हो जाय.
दया धर्मको मूल है पाप मूल अभीमान;
तूलशी दया न छोडीये जबलग घटमें प्राण.

# અહિંસા અને દયા.

પ્રયોજક અને પ્રકાશક,
ગોર અંબાલાલ છગનલાલ.
શીકા ( સ્ટેટ ઇડર-મહિકાંઠા. )
સંસાર દર્શન-વિનોદીની-કમલિની અને રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને કેટલાંક માસીકોના લેખક.



વિક્રમાબ્દ ૧૯૭૪ પ્રત ૧૦૦૦. સને ૧૯૧૮

કિંમત { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલ દોઢ આનો.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને મારી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝનાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાચકો હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

સિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક વાચકોનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝ સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થવા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દૃષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

ધનતેરસ,
વડાગામ (મહિકાંઠા.)

આપનો સ્નેહાધીન.
ગોર અંબાલાલ સી.
શીકા (સ્ટેટ—ઇડર—મહિકાંઠા.)

અહિંસા ધર્મનું પ્રતિપાન કરનાર

# શ્રી રામચંદ્રજીની પ્રેમી ભક્ત શવરીની વાર્તા.



પહેલાં કોઇ એક સમય ઉપર જેને આજકાલ આ·પણ નાગપુર કહીયે છીયે તે પ્રાન્તમાં એક ભીલ રાજા હતો એને શવરી નામની એક અતિ રૂપવંતી કન્યા હતી, જ્યારે એ અવસ્થામાં આવી ત્યારે ત્હેના વિવાહની તૈયારી થઈ રહી હતી. રાજાને ત્યાં લગ્ન પ્રસંગ હતો એટલે તેની જાતના લાખો પુરૂષોનો સમૂહ ભેગો મળ્યો હતો; ભોજનનો સમારંભ તો કરવોજ જોઇએ. એ કારણથી રા·જાએ બકરીઓ આદી સહસ્ત્ર જીવોને મંગાવી નગરની બહાર એકઠા કર્યાં હતા. "ભીલ્લ લોક માંસાહારી છે એ વાત તો પ્રસિદ્ધ છે." જ્યારે લગ્નનો દિવસ નજીકમાં આવી પહોંચ્યો ત્યારે એ કન્યા એક દિવસ પોતાની માતાની સાથે રથમાં બેસી નગરની શોભા જોતી જોતી આવતી હતી. એટલામાંજ નગરની બહાર નીકળતાં હજારો જી·વોના સમૂહને ભેગો થયલો તેણીએ જોયો ત્યારે એ કન્યાએ પૂછ્યું કે માતુશ્રી ! આ એટલાબધા જીવ કેમ એકઠા કર્યાં છે ? માતાએ જવાબ આપ્યો,—બેટી ? હવે ત્હારા લગ્નનો સમારંભ થવાનો છે એમાં મીજબાનીને લીધે આ બધું એકઠુ કર્યું છે. આ સાંભળી એ કન્યાને ઘણોજ ખેદ થયો કે મ્હારા એકલા પ્રાણને માટે આટલા બધા જીવોનો વધ થશે ? હર, હર, આ સર્વેનું સંહારનુ કારણ હું એકલીજ છું એવો વિચાર કરતી કરતી ઘણીજ વ્યાકુળ થઇ અને

રાત્રે ત્હેને નિંદ્રા પણુ આવી નહિ. છેવટે ત્હેણીએ પોતાના મનમાં વિચાર ઠરાવી દીધો કે હું છાનીમાની કોઈ ઠેકાણે એકલી ચાલી જઈશ, અને મ્હારો વિવાહ ન થવાથી આ જીવોનો જાન બચી જશે, એવો પક્કો વિચાર કરીને એ રાત્રે નગર છોડી વનમાં ચાલી ગઈ. વળી રાજાના નોકરો ખોળતા ખોળતા આવી ન જાય એવા ભયથી અજવાળુ થતાં દિવસે ગુફાઓમાં વિશ્રામ લેતી હતી. અને રાત્રે માર્ગમાં ચાલતી હતી; એમ ચાલતાં ચાલતાં દંડકારણ્યમાં આવી પહોંચી અને ત્યાં કંદમૂળ-ફળ આદિક ખાઇને રહેવા લાગી. એક દિવસ તેણીએ વિચાર કર્યો જે મેં આ સંસાર સુખનો તો ત્યાગ કર્યો છે એ કારણથી કોઇ મહાત્માનો આશ્રય કરીને પરલોકની સાધના કરવી જોઇએ, એમ વિચારતાં વિચારતાં એને એવી યુક્તિ સુજી કે આ વનમાં માતંગઋષિનો આશ્રમ છે ત્યાં જઇને ત્હેની સેવા કરૂં વળી ફેર મનમાં વિચાર કર્યો જે હું જાતની તો અપવિત્ર ભીલડી છું. અને ઋષિજી મ્હને પોતાના આશ્રમમાં કેમ રાખશે ? અને મારે તેની સેવા કરવી જોઇએ કારણ તે વગર પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ કાર્ય સિદ્ધ થશે નહિ. એવો વિચાર કરી દરરોજ લાકડાંનો ભારો લાવી પ્રાતઃકાળના સમયે અંધારામાં જેવા પ્રકારે કોઇ ન જાણે તેમ આશ્રમમાં તે ભારો નાખી આવવાનો પ્રારંભ કરી દીધો. અને દરરોજ ઇશ્વરનુ સ્મરણ કરતી હતી. અહીં આશ્રમમાં ઋષિજી આશ્ચર્ય થઇ ગયા કે, આ દરરોજ લાકડાંનો ભારો કોણ નાખી જાય છે ? એક દિવસે શબરીને લાકડાં લાવવામાં કંઇક વાર લાગી. આ વખતે ઋષિજીનો એક શિષ્ય સ્નાન કરવાને જતો હતો, અને માર્ગમાં અંધકાર થવાના

કારણથી હ્હેને સહેજ શબરીના બોજાની ટકર લાગી, અને એ રૂષ્ટપુષ્ટ વિદ્યાર્થી કોપી ગયો. ને તેને એ વખતે ક્રોધ આવતાં મ્હોડા ઉપર થપ્પડ મારી. એ થપ્પડથી તે બિચારી મૂર્છીત થઇ ગઈ. ઘણી વારે સાવધાન થઇ. રૂદન કરતાં કહેવા લાગી. હે પરમાત્મન્ હું કેવી અભાગણી કે ત્યાંના સુખપર પાણી ફેરવી વનવાસી થઇ. મહાત્માની સેવા કરવાને અહીં આવી તો અહીં પણ આવુ વિઘ્ન નડયું ? હવે આ લોક મ્હારી સેવાનો કેવો સ્વિકાર કરશે ? એવો વિલાપ કરી રહી હતી, એટલામાંજ એ માર્ગમાં રૂષિજી સ્નાન કરવાને જતા હતા. ત્યાં તેઓએ તેની આવી વ્યાકૂળતા જોઇ. વૃતાન્ત પૂછયો, અને ફેર ધીરજ આપીને કહેવા લાગ્યા. કે હે પુત્રિ તું કંઇ ગભરાઇશ નહિ પ્રસન્નતાથી હરિનામનુ સ્મરણ કરતાં અમારા આશ્રમમાં સુખથી નિવાસકર, એવું આશ્વાસન આપી. પોતાનીપર્ણકુટીની પાછળ હ્હેને એક ન્હાની પર્ણકુટી બાંધી આપી. અને તે ત્યાં રહી, ઇશ્વરનું ભજન પુંજા અને રૂષિજીની સેવામાં પોતાનો સમય ઉત્તમતાથી વિતાડવા લાગી.

અહીં જે શિષ્યોએ ભગવાનની ભક્તનું અપમાન કર્યું. એ કારણથી ત્યાંના સર્વ લોકોનુ જીવનનું સાધન જે પંપા સરોવર હતું તેમાંનું પાણી બગડી જઇ કીડા પડી ગયા હતા. અને સર્વને ઘણુ જ કષ્ટ થવા લાગ્યું. સર્વ લોક એનું કારણ જોવા લાગ્યા. ત્યારે હ્હેના ઉપર કલિયુગ મહારાજનો પ્રભાવ પડવા લાગ્યો. એઓએ રૂષિના પાસે આવીને કહેવા માંડયું જે જ્યારથી આ સ્ત્રિ આપના આશ્રમમાં આવી છે. ત્યારથી આ સરોવરનું જળ બગડી ગયું છે. એ કારણથી આપ હવે એને કહાડી મૂકો. આ સાંભળી રૂષિ ધ્યાન-

ઉપસ્થિત થઈ સરોવરને બગડવાનું કારણ ખોળવા લાગ્યા. ત્યારે તેઓને ત્હેનું કારણુ તેમના શિષ્યે શબરીનો તિરસ્કાર કર્યો હતો તે વિદિત થયું. અને તેઓ શબરીને પુત્રોની સમાન સમજતા હતા અને શિષ્યને એવું કહ્યું જે એ મહાત્મા શબરીજીના અંતકરણને બહુજ દુઃખ અને આ નિષકારણનું કલંક કેવળ અતિ પ્રબળ પૂરાતન ચિંતવનનુ કારણુ લગાડયું છે એવું સમજીને તેઓએ પોતાના પવિત્ર શરીર યોગબળથી ત્યાંજ ત્હેને ભસ્મ કરી દીધો. અને શરીરને ભસ્મ કરતી વખતે શબરીને કહ્યું કે,-પુત્રો ? તુ આ આશ્રમમાં રહી ભગવદ્ સેવા કરતી રહેજે. ત્હારી ઇચ્છાને અનુસાર-શ્યામ સુંદીર કમળ નેત્ર ધનુષ્પાણી શ્રીરામચંદજી એક હજાર વર્ષ પછી અહીં આવી ત્હને દર્શન આપશે આ સાંભળી શબરીને ઘણો જ આનંદ થયો. અને મ્હને શ્રીરામચંદ્રજીનાં દર્શન થશે ? એવી આશા રાખી પહેલાંથીજ અધિક દ્રઢતાની સાથે ભગવદ્ ભક્તિ કરવા લાગી. જ્યારે શ્રીરામચંદ્રજીને આવવાના દિવસો ઘણાજ નજીક આવી ગયા. ત્યારે ત્હેને બરાબર ધ્યાન રહેવા લાગ્યું અને આજ શ્રીરામચંદ્રજી આવશે, કાલ આવશે, એવી આતુરતાથી વાટ જોવા લાગી. અને તેણીએ ભગવાનને માટે દર્ભનું આસન બનાવ્યું-અને ત્હેને વારંવાર ધોતી હતી. તથા સ્વચ્છ કરતી હતી તેવાજ પ્રકારે પ્રભુને ભેટ સમર્પણુ કરવાને માટે સુંદર સુંદર બોર લાવી. માટીના વાસણમાં ભરી રાખ્યાં હતાં અને એ બોર ખાટાં ન થાય એ કારણુથી પોતાના દાંતરડાથી કાતરી જેટલાં સારાં સારાં હતાં. એ એક બાજુએ અલગ વાસણમાં ભરી રાખ્યાં એમ કરતાં કરતાં મનમાં સંકલ્પ કરવા લાગી કે;—

શ્રીરામચંદ્રજી મારે ગરીબને ત્યાં કેમ આવે છે ? નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં. અને વિચાર કરવા લાગી કે; ઋષિજીનું કહેવું મીથ્યા નથી એમ કરતાં કરતાં જેવી રીતે બતાવ્યું હતું. તેજ નિયમીત વખતપર ભગવાનશ્રી–રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી સહિત દંડકારણ્યમાં ત્હેના આશ્રમ આગળ આવ્યા. અહીં શબરી પણ એકીટસે ભગવાનને આવવાની વાટ જોઇ બેઠી હતી. એટલામાંજ શ્રીરામચંદ્રજીની શ્યામ સુંદીર કમળ નયન મૂર્તિ દ્દષ્ટિએ પડી ત્યારે ત્હેનો કંઠ ભરાઈ આવ્યો ને નેત્રોમાંથી પ્રેમાશ્રુઓની ધારા વહેવા લાગી. ભગવાન શ્રીરામચંદ્રજી માતા શબરી ! એવું સંબોધન કરીને ઘણુાજ પ્રેમની સાથે મળ્યા. જે માતૃપ્રેમથી તેઓશ્રી કૌશલ્યાની સાથે મળ્યાં હતા, એજ માતૃપ્રેમથી શબરીને મળ્યા. એ પ્રેમની ગરબડમાં શબરી શ્રીરામચંદ્રજીને બેસવાને માટે બનાવેલી ચટાઇને પાથરતાં પણ ભૂલી ગઇ–શુદ્ધ પ્રેમની એવી દશા થાય છે. તદનંતર વિશેષ કરીને–ત્હારા નિમીત્તથી હુ આ આશ્રમમાં આવ્યો છું. એવું કહીને શ્રીરામચંદ્રજીએ ત્હેને નવધા ભક્તિ સંભળાવા. અને તેણીએ પ્રભુને માટે જુદાં જુદાં કરી રાખેલાં બોર પ્રભુને સમર્પણ કર્યાં. ભગવાને ઘણુાજ આનંદથી તે ખાધાં એક વાસણ ભરીને લક્ષ્મણજીને પણ આપ્યાં હતાં. પરંતુ તેઓએ તે શબરીનાં બોર જુઠાં અને અશુદ્ધ સમજીને શ્રીરામચંદ્રજીની દ્રષ્ટિમાં ન આવે તેમ બોરથી ભરેલુ વાસણ જેમ તેમ ફેંકી દીધું. અને તે હિમાલય ઉપર જઇને પડ્યા. અને ત્હેનો દ્રોણાચળ બનીને તેના ઉપર તે બોરોથી મૃત સંજીવની બુટી ઉત્પન્ન થઇ નવીરોશની વાળા સુધારક લોક કહેશે કે;– Impossible પરંતુએ અશક્ય નથી. શેષજીનો અવતાર હોવાના

કારણે લક્ષ્મણજીનું પરાક્રમ પણ એવું હતું. પરંતુ એવા વખતનું- એવું કાર્ય આજકાલના અલ્પ વિર્ય અલ્પ સત્વ પ્રજાને અશક્ય પ્રતિત થાય તો. એમાં આશ્ચર્ય શું છે ? શ્રીરામચંદ્રજીએ-વિચાર્યું જે શબરીનાં જુઠાં બોર જાણીને લક્ષ્મણજીએ મારા ભકતના એવા અનાદર કર્યો છે. એ કારણથી હું ત્હેને કોઇ વખતે એ બોર ખવડાવીશજ. હવે જ્યારે લક્ષ્મણજી અને મેઘનાદને યુદ્ધ થતાં થતાં જ્યારે લક્ષ્મણજીને શક્તિ લાગી. ત્યારે મહાવિરજી ( હનુમંતે ) એ દ્રોણાગીરી લાવી ત્હેના ઉપરની સંજીવની બુટ્ટીનો રસ ચોપડી અને કેટલોક રસ લક્ષ્મણજીના મૂખમાં નાંખ્યો. ત્યારે તેઓ ફરી સાવધાન થઇ યુદ્ધ કરવા લાગ્યા. ભક્તના ઉપર પ્રભુ એવો પ્રેમ કરે છે વળી ભગવાન રામચંદ્રજીને આવવાના સમાચાર માતંગ રૂષિના આશ્રમ માં રહેવા વાળાઓ એ સાંભળ્યા. ત્યારે તેઓએ વિચાર્યું કેઃ—અહલ્યા હજારો વર્ષથી શિલા ( પત્થર ) થઇને પડી હતી. તેનો ઉદ્ધાર શ્રીરામચંદ્રજીએ પોતાના ચર્ણોની રજથી કર્યો હતો. તેવીજ રીતે આ પંપાસરોવરને પણ પોતાના ચરણની રજથી શુદ્ધ કરી દેશે એવો વિચાર ભગવાનની સમીપ જઇને તેઓએ પ્રાર્થના કરી કે. હે ભગવાન ! આપ આ જળને આપના ચરણની રજથી શુદ્ધ કરી આપો. એવું સાંભળી શ્રીરામચંદ્રજીએ " ઘણુજ સારૂં " એમ કહ્યું. અને કમર ભર જળમાં જઇને ઉભા થઇ ગયા. પરંતુ તે જળ શુદ્ધ થયું નહિ. આવુ જોઇને તે રૂષિના શિષ્યોના મનમાં સંદેહ ઉત્પન્ન થયો કે.—

શ્રીરામચંદ્રજી ! શબરીના ભટ્ટ આશ્રમમાં ગયા હતા. એ કારણથી તેઓ એ જળને શુદ્ધ કરી શકતા નથી. ત્યારે શ્રીરામચંદ્રજીએ

કહ્યું કે ભાઈઓ ? જ્યાં સુધી જળ બગડવાનું કારણ ઠીક ઠીક (બરાબર) માલુમ પડશે નહિ ત્યાં સુધી આ જળ શુદ્ધ થશે નહિ. ત્યારે એ આશ્રમમાંનો એક બુઢ્ઢો કહેવા લાગ્યો કે મહારાજ જે દીવસે હમારા ગુરૂ ભાઇએ શવરીના મુખ પર પ્રહાર કર્યો હતો ? ત્યારથી એટલે એ દિવસથી આ સરોવરનું જળ બગડી ગયું છે. એટલુ મને માલુમ છે. આ સાંભળી શ્રીરામચંદ્રજીએ કહ્યું કે હવે જો એમ હોય તો ત્હેનો એક ન્હાનો સરખો ઉપાય છે કે એક કમંડલુમાં જળ લાવો. અને ત્હેમાં શવરીના ચરણનો અંગુઠો ધોઇ; એ જળ આ સરોવરમાં નાંખો ? તો તે શુદ્ધ થઇ જશે. એમ કરતાં તે સરોવરનું જળ તરતજ શુદ્ધ થઇ ગયું. આવું જોઇને તે શિષ્યોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. અને હવે તે દિવસથી શવરીની સેવા કરવા લાગ્યા. એવા પ્રકારે ભગવાન શ્રીરામચંદ્રજી વખત આવતાં ભક્તનો મહિમા પોતાનાથી પણ અધિક દ્રઢ કરી બતાવે છે ભગવાનને તો સંસારની કંઇપણ વાત નથી. કંઇ પ્રયોજન નથી. તથાપિ તેઓ પોતાના ભક્તોની નિમિત્ત અનેક અવતાર ધારણ કરી તેઓનું કલ્યાણ કરે છે. શ્રીરામચંદ્રજીને-" મર્યાદ પુરૂષોત્તમ " અવતાર કહ્યા છે. કેમકે તેઓએ નિતિ-મર્યાદાનું પૂરેપૂરૂં ચિત્ર બતાવ્યું છે એ વાત રામચરિત્રપર દ્રષ્ટિ કરવાથી સહજમાં સમજાઇ જાય છે.

સાર એવો છે જે—શવરીને દર્શન આપવાને લીધે પોતે ભગવાન ત્હેના આશ્રમમાં આવ્યા. એવી યોગ્યતા થતાં ( સમજાતાં ) ત્હેનું પહેલું આચરણ કેવું હતું ? અર્થાત્ અહિંસા ધર્મ વિરૂદ્ધ હતું. અને તેમ સમજી સવ કોઇએ અહિંસા ધર્મનું પાલન કરવું જોઇએ તેથી આ લોક અને પરલોકમાં કલ્યાણ થશે.—અસ્તુ—

---

# अहिंसा.



વિત્ર સનાતન ધર્મમાં હિંસાને કિંચિત્ માત્ર પણ સ્થાન આપવું ન જોઇએ હિંસા શબ્દનો અર્થ પોતાના સુખને માટે બીજાનો પ્રાણાન્ન કરવો એજ છે. કહ્યું છે જે:—

Good action, done with bad motives are bap and bad, actions, done with good motives are good.

**અર્થાત**—પાપ અને પૂન્ય વિશેષ કરીને ચિત્તની ભાવના અવલંબન કરવા વાળા છે; કોઇ કહેશે કે, હિંદુ ધર્મમાં એટલું કટાક્ષ કેમ છે ! એના કરતાં મુસલમાની ધર્મ સારો કે એમાં હિંસાનો નિષેધ છે ખરો; પણ માંસ આદીક ભોજન કરવામાં આવે છે. પરંતુ એ સમજવું ભૂલ ભરેલું છે. કેમકે, કુરાનમાં સુરહજ આયાજ; ૩૬ માં

**लइयनाल अल्लाह, लहु महा बलादिमा.**
**ओहावलेकि नयना लल्ल, अत्तक वामिणकुम् ॥**

**અર્થ**:—માંસ, અને રૂધીર ખુદાને પહોંચતુ નથી, એના ઉપર કોઈ પ્રતિ પક્ષી ઉત્તર આપશે જે; આ વચન મક્કાની યાત્રા કરવા વાળાઓ માટેજ આપેલું છે. અને મક્કાની યાત્રા સિવાય બીજે કોઇ પણ ઠેકાણે હિંસા કરવી એવો પ્રતિબંધ નથી. એ કહેવું મૂર્ખ ભરેલું છે.

કોઇ કલેક્ટર સાહેબે કોઇ બદમાસને એવું કહ્યું જે; હવે ત્હારી લુચ્ચાઇ અમારા જોવામાં ન આવવી જોઇએ, તો શું એનો એવો અર્થ થશે કે; કલેક્ટર સાહેબની દ્રષ્ટિ અલગ માર્ગો ઉપર એ બદમાસ ચાહે ત્હેવા પ્રકારે લૂટફાટ અને ખુન ખરાબી કરશે ?" ત્હેવી જ રીતે અમૂક સ્થાન પર હિંસા કરે અને અમૂક સ્થાનપર ન કરે એવા એ વચનનો અર્થ નથી કિંન્તુ તેનાથી સર્વ સ્થાનો ઉપર હિંસાનો નિષેધમાં નિષેધ છે તો હું ક્રિશ્ચિયન; ( ખ્રિસ્તિ ) ધર્મમાં ચાલ્યો જઇશ પરંતુ ત્યાં પણ ત્હેને નિરાશ થવું પડશે કારણ કે બાયબલમાં કહ્યું છે જે:—

To what purposes the multitude of your sacrifices un to me

Said the lord. I am full of the burn offerings and the fat of the fed beasts I belight not in the blood of bullocks, or of the lambs; or of the goats; ( ઇસાયા ચેપ્ટર ૧ લો. )

એવું લખ્યું છે જે દેવે સ્પસ્ટ રીતે કહ્યું છે જે. બળદ, ઘેટાં, બકરાં અને બકરીઓના રૂધીરથી હું પ્રસન્ન થતો નથી ત્હેવીજ રીતે ( રોમન્સ ચેપ્ટર ૧૩ માં )

Behold I have given you every herb bearing seads and trees yielding fruits they shall be your meat.

એવી વનસ્પતિનો આહાર કરવાની આજ્ઞા આપી છે અને માંસનો નિષેદ્ધ કર્યો છે; વળી આગળ કહ્યું છે જે "તમારા હાથ ખુનથી ભરેલા છે. તેથી હું ત્હમારી બંદગી સ્વિકાર તો નથી."

એવા પ્રકારે સંસારના સર્વે ધર્મોમાં હિંસાનો નિષેદ્ધ છે; એ વાત જણાઇ ગઈ અને—Free thinkers એ પાર્ટીના લોક શબ્દ પ્રમાણને માનતા નથી હવે ત્હેના સમાધાનને અર્થે હું એક બીજા પ્રકારે અર્થાત—Natural philosophy ની દ્રષ્ટિથી એ વિષયનો વિચાર કરૂં છું. બળદ, ગધેડુ, ઘોડુ, હાથી વિગરે જે પ્રાણીઓ છે તે ઘાસ પાંદડાં અને અન્ન ખાય છે. અને એ માંસ ભક્ષક કહેવાય નહિ તેમ મનુષ્ય પણ પોતાનું જીવન વનસ્પતિ; (ફળ ફળાદીક) અને અન્નથી પુરૂ કરે છે. એ કારણથી ત્હેને પણ માંસ ભક્ષક કહેવું એ અધિકાર નથી કોઇ લોક મનમાં કહે છે જે, oh, weak point—વાઘ, કાગડા, કૂતરાં બિલાડાં, વિગેરે જે માંસાહારી પ્રાણીઓ છે. એમને કેમ કોઇ સમજાવતું નથી એના સમાન માણસ પણ માંસાહારી થઇ શકે એ કહેવું ઠીક છે બીજા કેટલાક એવું કહે છે જે. અમે ગધેડાઓની શ્રેણી (વાત)ને માનતા નથી. અને અમે માંસાહારી પ્રાણીઓની શ્રેણીમાં છીએ. પરંતુ એનું કહેવું ક્ષણ ભરતો ઠીક છે. અને એવા નિશ્ચયવાળા માણસને બંન્ને વર્ગમાં ઉભું કરીએ છીએ.

કોઇ ઠેકાણે ચોરી અથવા ખૂન થયું. હવે ત્હેનો પત્તો લગાડવાને એના સ્હામેના મકાનોની તપાસ કરવામાં આવે છે, એક દેશમાં ચોરી થઇ અને બીજા દુર દેશમાં ત્હેનો પત્તો લગાડયો એ કદી કોઇ માની શકતું નથી હવે કોઇના ખેતરના પાક ઉપર વિગાડ થયો. અને ત્હેની સામેના ખેતરનો અંદાજો કરીને રાજા નિર્ણય

કરે છે. અને ત્હેમાં ખાવાના સંબંધમાં વિવાદ થતાં. તેમાં પાણીનું પણ કામ ચાલે છે અને પાણી વાળાઓની સાક્ષી લઇ ત્હેની સમજુતી કરે છે. હવે જોવું જોઇએ કે ગાય અને સિંહ આદીની પાણી પીવાની કેવી રીતી છે? કે ગાય વર્ગનાં પ્રાણીઓ પોતાના હોઠથી ખેંચીને પાણી પીએ છે, અને સિંહ આદી પ્રાણીઓ પોતાની જીભ બહાર ક્હાડી જળ પર્યંત લાંબી કરી ચપ ચપ શબ્દથી પાણી પીએ છે. હવે માણસો તેમ કેમ પાણી પીતાં નથી. અને ઘાસ ખાતાં નથી તેઓને કોની શ્રેણીમાં ગણવાં અમે પોતાની પીવાની વસ્તુઓ કલસ ( લોટા ) થી નહિ પણ હોઠો દ્વારા એ ચપચપ પી લઇશું. એમ કોઇ માંસહારી મનુષ્ય કહેશે તો તે અશક્ય અને સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ છે.

બીજું પ્રમાણ એવું છે કે:—માણસના દાંત અને નખોનો આકાર ગાય વિગેરે અથવા વાંદર આદીના દાંત અને નખોની બરાબર છે-ડર્વીનની કલ્પનાનો હમણા ઘડીભર જે વિચાર કરીએ તો માનવામાં આવે કે, વાંદર પણ પોતાની દશામાં સુધરતાં સુધરતાં મનુષ્ય બની ગયું છે; તો જુઓ, હવે પહેલી દશામાં તે વાંદર માંસ ખાતું નહોતું તો હવે સુધરી ગયલી દશામાં તો તેને અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

ત્રીજુ પ્રમાણ એવું છે જે—નેત્ર આદીકની રચના જોતાં માણસની બરાબરજ ગાય વિગેરેની આંખો છે. સિંહ વિગેરેની ત્હેવી આંખો હોતી નથી. સિંહ, બિલાડા, હિંસક પશુઓની સ્થિતી એથી પ્રતિકુળ છે. અર્થાત તેઓની આંખોની દિવસની અપેક્ષા રાત્રે અધિક જણાય છે. જેમ જેમ દિવસ ચડતો જાય તેમ તેની આંખોની

પુતળીઓ ન્હાની થતી જાય છે. ને રાત્રે ધીરે ધીરે ફેલાતી જાય છે ને સાયંકાળ પછી તો તે પહેલી દશા માં આવી જાય છે તેમ ગાય આદીકની એવી દશા થતી નથી. એવી પરિક્ષાથી માણુસને ગાયના વર્ગમાં ગણવું જોઇએ.

ચોથુ પ્રમાણુ એવું છે જે—પરિશ્રમથી ગરમી લાગતાં જેમ માણુસને પરસેવો છુટે છે તેમ હિંસક પશુઓમાં થતું નથી, એથીજ માણુસની સમતા ગાય આદીક વર્ગમાં થઇ શકે છે. જેમ માણુસને પરસેવો ન છુટવાથી એની પ્રકૃતિ તાવમાં ભરાઈ આવે છે, તેમ સિંહ વર્ગના પ્રાણીઓને પરસેવો છુટતાં તેને કાંઈ રોગ લાગુ પડયો છે એમ સમજી જાય છે.

પાંચમું પ્રમાણુ એ છે જે—કોઇ એમ કહેશે કે અમારે બે અણીદાર દાંત છે. એ નિઃસંશય હિંસક પ્રશુઓના બરાબર થઇ શકે છે. એ કારણુથી માણુસને હિંસક પશુઓના વર્ગમાં ગણુવું જાઇએ તો તેનો ઉત્તર એવો છે જે, ખાદ્ય (ખાવાનો પદાર્થ) પેય (પિવાનો પદાર્થ) લેહ્ય (ચાટવાનો પદાર્થ) અને ચોષ્ય એટલે (ચુસવાનો પદાર્થ) એ ચાર પ્રકારનું ભોજન છે એમાં બદામના ગોળા આદિક કાઠા પદાર્થો ફોડવા એના માટે ઇશ્વરે અણીદાર દાંત આપેલા છે. માંસ ભક્ષણુને માટે આપ્યા નથી. ઉપરના અનેક પ્રકારની પરિક્ષા કરતાં મનુષ્ય માંસાહારી પ્રાણી નથી એમ સિદ્ધ છે અને એ સત્ય છે.

માંસ ભક્ષી મનુષ્યને ક્યાંઈ મદદ ન મળતાં તે કહેશે કે, દેવીના ઉપાસક વામ માર્ગી જે સાકત છે તેમાં હું ચાલ્યો જઇશ તો મારો નિર્વાહ થઈ જશે કેમકે એ મતના લોક કહે છે કે—

**गोमांस भक्षये नित्यं पिवेदमर वारूणीम्**
**कुलिनं तमहंमन्ने इत्तरोकुल घातका ॥**

અર્થાત દરરોજ ગોમાંસ ખાય, અમરવારૂણી (મદ્ય) નો પ્યાલો ફેડાવે એ કુલીન કહેવાય બાકીના સર્વે કુલ ઘાતક સમજવા પરંતુ એઓની એવી સમજ ભૂલભરેલી છે. એ શ્લોક તંત્ર શાસ્ત્રનો નથી પરંતુ યોગશાસ્ત્રનો છે.

**गोशब्देनो हिताजिव्हा तत् प्रवेशोही तालुनी**
**गोमांस भक्षणं ततुं महापातक नाशन ॥**
**जिव्हा प्रवेश सदभूत वन्हिनो त्वादितखलु**
**चंद्रात्स्त्रव तिय:सार: सस्यादमर वारुणी ॥**

એવી રીતે ઉલટસુલટ ન્હાના પ્રકારના ઉલટા અર્થ કરી સ્વાર્થ સાધનાને લીધે સાધુ બનેલા લોકો-ભોળા અને અજાણ્યા પુરૂષોને આવી ખોટી શિખામણો આપે છે અને એ બિચારાઓ ભયંકર પાપ યાતનાઓ ભોગવે છે હવે એવા માણસોથી સાવધ રહેવું જોઇએ એ વાત આજે આપણે સંક્ષેપમાં કહી યજ્ઞમાં જે પશુની હિંસા થાય છે તે હિંસા કહેવાય છે કે નહિ તે મોટો પ્રશ્ન છે પરંતુ તે હિંસા તો ખરીજ. એવું પાલન અને અહિંસા ધર્મનું ઉત્તમ પ્રકારે આચરણ કરવાથી માણસનો ઉદ્ધાર કેવી રીતે થાય છે તે વિષે ગયા પ્રકરણમાં જણાવ્યું છે. અસ્તુ.



## સાંસારિક, ધાર્મિક અને નૈતિક વિષયોથી ભરપૂર.

# અમારાં લોકપ્રિય પુસ્તકો.

| પુસ્તક. | વિષય. | છુટક નકલની કીમત. |
|---|---|---|
| ૧ લું | મહાત્મા તુલસીદાસજીનું જીવનચરિત્ર. | ૦—૧— |
| ૨ જું | રમુજમાળા ભાગ ૧ લો... | ૦—૧— |
| ૩ જું | રમુજમાળા ભાગ ૨ જો .. | ૦—૧— |
| ૪ થું | કન્યાવિક્રય. | ૦—૧— |
| ૫ મું | ટપ્પાની મુસાફરી. | ૦—૧—૬ |
| ૬ ઠું | અહિંસા. | ૦—૧—૬ |
| ૭ મું | દેશસેવા અને ભક્તિ. | ૦—૨—૦ |
| ૮ મું | રમૂજી કાવ્યો. | ૦—૧—૦ |
| ૯ મું | વિષ કે અમૃત ?... | ૦—૧—૬ |
| ૧૦ મું | સ્નેહસંબંધ—કૃષ્ણ સુદામા. | ૦—૨—૦ |
| ૧૧ મું | ન્હાની પાંચ વાર્તાઓ. | ૦—૧—૬ |
| ૧૨ મું | બિલ્વમંગળ અથવા સુરદાસ | ૦—૧—૦ |

નોંધ—ઉપરના બાર અંકોની વી૦ પી૦ સહિત ફક્ત ૦—૧૪—૦ પડશે મંગાવનાર વાંચકોએ નિચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

ગોર અંબાલાલ છગનલાલ.
ગુજરાતી પંચ ઓફિસ.
અમદાવાદ.

આનામાળા સીરીઝની ઓફિસ.
( પોસ્ટ વડાગામ ) મુ. વડાગામ.
Via Talod, A. P. Ry.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.